કવિ રેવાશંકર કૃત

# નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ.



છપાવી પ્રસિદ્ધ કર્તા,


**શા. ચીમનલાલ લલ્લુભાઇ બુકસેલર.**

ઠે. માણેકચોક—અમદાવાદ.

સને ૧૯૨૬. પ્રત ૪૦૦૦. આવૃત્તી [illegible]

શ્રી પ્રજાહિતાર્થ મુદ્રણાલયમાં પટેલ ભીખાભાઈ દલપતરામે છાપ્યું. ઠે. શાહપુર નાગોરી—અમદાવાદ.

કીંમત રૂ. ૦—૨—૦

# નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ.



રાગ છપય-જુનાગઢ નીજ ગામ, વિપ્ર ત્યા નાગર કહાવે;
નરસૈં મ્હેતો રંક કૃષ્ણના તે ગુણ ગાવે ૧
વાલા વિશ્વાધાર, વિપ્રની વાહારે આવે;
તે તાતનું શ્રાદ્ધ, સપ્તમી સોમે કહાવે. ૨
વણસીધર વડો ભ્રાત, મોટાઇ મનમાં લાવે;
મોતીએ કર્યો વિચાર, શ્રાદ્ધ નીજ ઘેર ઠરાવે. ૩
જાય મહેતા પ્રત કાજ ધ્યાન ઓછવમાં ધરાવે;
રેવાશંકરનો શીરદાર, ભગતની વારે આવે. ૪
ઢાળ—હાંહાંરે મોક્ષનું પદ જેણે દીધું, મીરાંનું વિષ અમૃત કીધું;
તે મહેતાને કાજ કાવે, વિપ્રનું રૂપ ધરીને આવે.
શ્રાદ્ધ આ કોઇ ચિત ધરશે, તેની તો પેઢી સાતે તરશે,
મહેતાએ એનું નામ લીધું, કૃષ્ણજી માટે શ્રાદ્ધ કીધું,
નાગર બ્રાહ્મણ નરસૈં મહેતો, જેણે કૃષ્ણનું ધ્યાન ધર્યું;
મેહેણું ભાગવા મહેતાજીનું આવી સામળે શ્રાદ્ધ કર્યું.
લાવણી—જુનાગઢના મહેતા રહેવાસી, ભ્રાત જે વણીસીધર કરવા
પીતા શ્રાદ્ધનો દીવસ આવ્યો, વણસીધર પોતે કરતાં,

એમ કરતાં પ્રીત્રા દીન આવ્યો. સામગ્રી આ તૈયાર કરી,
નાત જાત ને સગાં સંબધી, તેને કારણે વાત ધરી.

ઢાળ—ત્યાં વણસીધર કે વચન સુણોને મારૂ,
કાલે શ્રાદ્ધ પીતાનું વેલો આવે તો સારૂ.

એટલી અમ ઉપર મહેર તમારે ધરવી.
કાલે આવીને રસોઇ સારી કરવી.
એમ વાતચીત નાગરને પુછી પુંઠે નોતરૂ ત્યાર કર્યું.
મેણું ભાગવા મહેતાજીનું આવી સામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—વણસીધર ત્યા દેઇ નોતરાં, સર્વે જનને મન ભાવ્યા.
સર્વ લોકને કહ્યા, પછી તે મહેતાને મંદીર આવ્યા.

દ્વારે આવીને બોલ્યા મુખથી કરી ગર્વ મનમાં ભારે;
નરસૈયા અલ્યા કહુંછું નોતરં કાલે આવજે ઘેર મારે.

ઢાળ—કાલે પ્રાતઃકાળે વેલો રસોઇમાં ભળજે,
અલ્યા લાવી પત્રને પત્રાળાં તું કરજે,

જળ ભરવાને કાલે સ્ત્રી તારી મોકલજે,
સાંભળ વહુ ખારૂ મીઠું પાણી તું ભરજે,

બેઠો બેઠો તું ચંગ વગાડે, જીવતા સુધી તારૂ પેટ ભર્યું,
મેણું ભાગવા મહેતાનું આવી સામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—નાત જાતમાં નામ ન કાઢયું તારા સંગથી વેરાગી
વરા વાજને શ્રાદ્ધ પિતાનું કરવું નહીં ને ખાવું માગી
વેલો આવજે મંદીર મારે કામ કાજ સોંપાં ભરવા;
દેઇ જા ગાંસડી આપું ઘઉંની તારી સ્ત્રીને દળવા.

ઢાળ—તું સાંભળ નરસૈયા સાચી સીખામણ મારી
કાલે પરહરજે તું ટોળી વૈરાગીના તારી. ૧
નહિ સાજુ વઅ હું કહું શું વાત વિચારી
તારા દેખી ઢંગ ને દુઃખ પામું હું ભારી. ૨
વારા સંગ તો વાત કરતાં અવર લોક દેખીને ડરૂ,
મેણું ભાગવા મહેતાનું આવી સાંભળે શ્રાદ્ધ કર્યું ૩

લાવણિ—કઠણ વચન ત્યાં એવું સાંભળી મહેતાજી બોલ્યા વાણી,
મુરખ ભાત તું શું બોલે છે, નીચ બુદ્ધિ તારી જાણી ૧
હું દુર્બળ પણ હરીજન કાવું, તારે મોહોલે હું નહિ આવું,
શીદને ગર્વ તું મનમાં ધરે છે રંક જનને શું ખાવું ૨

ઢાળ—મુને હરીએ રંક નાગરના કુળમાં કીધો.
મુને પિતારે ઉપાડી સે ના લીધો. ૧
આ કઠણ વચન તારૂ વીષ કરી મેં પીધું
મને જન્મ્યા પહેલું મુરખ મેંણું દીધું. ૨
ઘટતું નથીરે મને ભોજન કરવું લાગ્યું વેમ ઉર ભાણુભાઈ
મેહેણું ભાગવા મહેતાનું આવી સાંભળે શ્રાદ્ધ કર્યું ૩

લાવણી—એવા વચન મેતાનાં સાંભળી વણસીવર નિજ ઘેરગયો
મેતી મનમાં ભાડી દુઃખ પામી કઠણ બોલ મેહેતાને કહ્યો
સાંભળો કંથ સ્વામીજી મારાં સુંગા બાઇ કે સીર નાંખી
પડી નાથજી હાથ તમારે કોઇ દીન સુખ હું નવ પામી

ઢાળ—આ લાગ્યું તમારે જન્મ સુધી ગાવું
સૌ નાત જાતમાં નીચું નાક કરી ખાવું.
વળ કાલ સવારે તો પિતા શ્રાદ્ધ આવ્યું

મારે મરણ થયે પણ નથી જેઠ ઘેર જાવું;
એવું કહીને રૂદન કરે છે, નેત્ર માહી નીર ભર્યું
મેણું ભાગવા મેહેતાજીનું આવી સામળે શ્રાદ્ધ કર્યું

લાવણી—નથી સ્વાદ ભોજનનો કીધો વસ્ત્ર અંગે તો નવ પામી,
જીવણ વસ્ત્રમાં જન્મ ગુમાવ્યો લખી કર્મમાં શી ખામી.
માટે કંથ મેહેતાજી મળવા. એવું દુઃખ આ કયમ સહીએ,
કર જોડીને કહું છું વિનતી કાલે જેઠ ઘેર નહીં જઈએ

ઢાળ—તમે સાંભળો કંથજી લોકડીઆમાં રહીએ'
મોટી ખાપણ લાગે શું મુખ લેઈને ખઈએ 1
તમે શ્રાદ્ધ કરો ઘેર વિપ્ર પાંચને કહીએ;
આ કહ્યાં વચન જે કઠણ તમારા ભાઈએ. 2
તે લખ્યું રૂદેમાં સત્ય નાથજી નોતું જાણ્યું આ કપટ ભર્યું;
મેણું ભાગવા મેહેતાજીનું; આવી શામળે શ્રાધ કર્યું. 3

લાવણી—એવા વચન મેહેતીનાં સાંભળી મેહેતાજીનું મન ડર્યું
કોડી એક મુજ પાસ મળે નહિ, કહેને શ્રાધ હું કેવું કરૂં
દ્રવ્ય વીનાનું વૃથા જીવવું દ્રવ્યવાનને માન મળે;
દ્રવ્યવંતને સૌ ડહયો કે', દ્રવ્ય વિના ઘેલામાં ભળે.

ઢાળ—કો દ્રવ્ય વિના તો હીંડે વનમાં ફરતા
કો દ્રવ્ય વિના તો વિના મોતથી મરતા
કો દ્રવ્યને કાજે તે પરનો પ્રાણ પરહરતા,
કો દ્રવ્યને કાજે તો કઠણ કાસદાં કરતા,
દ્રવ્ય વિનાનું કામ નથી કાંઈ દ્રવ્યવંતનું કામ પડ્યું;
મેણું ભાગવા મહેતાજીનું આવી સામળે શ્રાધ કર્યું.

**લાવણી**—મેહેતી વળતી વચન વદે. એક વીનંતી સુણો મારી
આપું વાળી એક હીર તણી તે વાસ પાચની છે મારી
વાળી વણીકને ઘેર ધરાવો એક સત્ય વિચાર કર્યો
લાવો તે પર સૌ સામગ્રી વળતા કંથજી શ્રાધ કરો.

**ઢાળ.**—મેહેતાને મેહેતીએ વાળી કરમાં આપી
લેઇ ચાલ્યા વણિકને ઘેર ધીરજ મન વ્યાપી. ૧
જઇ કહે વણીકને વાળી કરમાં લ્યોને
ઘઉં ગોળ દાળ ને તાંદુલ અમને દોને ૨
વાળી લેઇને સર્વ આપીયું ગથવીણુ સરસે ખરૂં
મેહેણું ભાગવા મેહેતાજીનું આતી શામળે શ્રાદ્ધ કર્યું

**લાવણી**—સામગ્રી સરવે આપી ત્યાં મેહેતા મનમાં હરખાયા.
ઘઉં ગોળ ને દાળ તાંદુલ તે સરવે લેઇ ઘેર આવ્યા.
સોંપી નારને સૌ સામગ્રી, જગત સાર જુગમાં લેવા,
રસોઇ કરોને નૌતમ નારી, જાવું નોતરાં હું દેવા

**ઢાળ**—ત્યાં નારી કહે તમે પાંચ નોતરા દેજો,
કોઇ અવરને કોહો તો આવી મુજને કહેજો ૧
એવી સૂણી વાત મેહેતાજી નાગરમાં આવ્યા,
ત્યા પચાસ સાઠ નાગર નાતના બોલાવ્યા ૨
કાલે શ્રાધનું કહુ છું નોતરૂં સર્વ જણને હુંએ ખરૂં
મેહેણું ભાગવા મેહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું ૩

**લાવણી**—એમ કહીને મેતાજી ચાલ્યા દ્વાર દીઠ સૌને કહે છે,
નાગર કહે નરસૈ થયો ઘેલો શા માટે મેણા દે છે,
કોઇ કહે વરસ સીતેરની વાતો, એને જઇ છે મેં નાણી,
આજ શ્રાદ્ધનું દે છે નોતરૂં; એક વાત અચરત જાણી.

ઢાળ—કોઇ કહે ભાસો એનો આપડે ધરીએ
તજી વણુસીધરનું ઘર ને ભુખે મરીએ. ૧
એતો જમણવેળા એ તુળશી હાથમાં મુકે.
એ સર્વ ગેરાગી શંખનાદ ત્યાં ફુકે, ૨
એ કરતાં વણુસીધર સારો, મીથ્યા નોતરૂં આએ કર્યું,
મેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાધ કર્યું,
લાવણી—સર્વ નાતમાં દેઇ નોનરાં, મેહેતા મંદીર ભણી વળ્યા.
સકળ નાત નાગર ત્યાં સરવે મેહેતાને મારગમાં મળ્યા.
નમસ્કાર મેહેતાએ કરીને, સૌને નોતરૂં ત્યાં કીધું
સકળ વિપ્ર હરખાયા મનમાં મેહેતે આજ આ શું કીધું
ઢાળ—કોઇ કહે અમરથા મેહેતો બોલે વાણી.
કોઇ કહે ખરૂં ભાઇ પ્રસન સારંગપાણી ૧
ત્યાં મળી નાગરે વિચાર મનમાં કીધો,
એક સાચો જુઠો ઉત્તર મેહેતાને દીધો ૨
પ્રથમ પેહેલું ભોજન જયાં થાશે, તેને ઘેર સૌનેય ખર,
મેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું, ૩
લાવણી—તેહ સુણી મેહેતાજી આવ્યા વણુસીધરને દ્વાર;
કહું બાત સરવેને નોતરૂં. કાલે આવજો ઘેર મારે. ૧
એમ કહી આવ્યા નીજ મંદીર બેસી હાથ માળા લીધી;
સરવે લોકો ત્યાં સેન કર્યું પણ મેહેતે અરજ હરીને કીધી. ૨
ઢાળ—એમ કરતાં પ્રાતઃકાળ થયો ત્યાં જયારે,
સહુ ભીક્ષુક ભગત જન ઉઠયા સરવે ત્યારે, ૧
ત્યાં મેહેતા મહેતી ધ્યાન કૃષ્ણનું ધરતાં
સહુ સાધુ તણી સામગ્રી બને કરતાં ૨

મહેતી કહે તમે સુણો કંથજી વૃતવીણુ સરવેજ ખારૂ,
મેંણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાધ કર્યું.

લાવણી—જાવો મહેતાજી ઘ્રત લેઇ આવો, એવી શીખ મેહેતીએ કહી
મેહેતાજી ત્યાં તતપર થયાને, દંત તાંબડી હાથ ગ્રહી
રસોઇ કરો મેહેતીજી સારી, ઘૃત લેઇને હુ આવું,
એમ કહીને ગયા નગરમાં, ભીક્ષુક જનને મન ભાવ્યુ

ઢાળ—દસ વૈશ્નવ બેઠા ધ્યાન કૃષ્ણનું ધરતા,
આવો મેહેતીજી કમસુ યાદ હમે તો કરતા 1
આસન ત્યાં આપ્યુ મેહેતા મનમાં ભાવ્યા,
ધન્ય ભાગ્ય હમારૂ મેહેતા તમે અહીં આવ્યા, ૨
પાવન અમને કરો મેહેતાજી, તમને દેખી મારૂ મન ઠર્યુ,
મેણું ભાગવા મેહેતાજીનુ આવી શામળે શ્રાધ કર્યું. ૩

લાવણી—કીરતન કો કંઇ ભજન કરીને આજ આનંદ અમને આપો
મેહેતો કહે મારે શ્રાધ પીતાનું, આટલી તાંબડી ઘૃત આપો,
વાણીક કહે અમે પુઠે દઇશું, એવી સાખ સર્વે દીધી.
પેલી તાંબડી દુરજ નાખી, મેહેતે કાંસી કરમાં લીધી

ઢાળ—એ સરવ મંડળી ઓછ્છવ કરવા બેઠી,
પેલી ઘર કામની ચાતાતુરમાં પેઠી
ત્યાં થયા જંત્ર મધ્યાનજ પુરણ સાર,
આવ્યા નાગર જોવા કરે છે મન વીચાર, ૨
ઘણું ઘરમાં આવે ને જુવે બારણે નાગર મનમાં કપટ ભર્યું
મેણું ભાગવા મેહેતાજીનુ આવી શ્રાધ કર્યુ.

લાવણી— રૂદન કરે ગંગાબાઇ ઘરમાં, જુગત લોક મેણાં દેશે,
મળશે નાત નાગરની ટોળે. કૃષ્ણ આબરૂ ક્યમ રહેશે,

હું દુઃખજને દુઃખ મોટું, મેહતા ધ્યાનમાં ક્યહી હશે;
રંકની વહારે વહેલા આવજો, ગત હમારી શી થાશે. ૨

ઢાળ—ઓ દીનબંધું ભગવાન દાસના બેલી,
મોરલીધર મોહન તમ વીના હું ઘેલી, ૧
નટવર હરી હો નંદલાલ મોરારી,
ત્રીકમજી તમારો મુજને ભરુસો ભારી. ૨
એમ કહીને કરી વીનંતી મનમાં કૃષ્ણનું ધ્યાન ધર્યું;
મેણું ભાગવા મેહેતાજીનું આવી શામળે શ્રાધ કર્યું. ૩

લાવણી—અરજ સુણી મહેતાની સર્વે તર્ત ધાયા અંતરજામી;
અહી હાથ લક્ષમીજી બોલ્યાં, તુરત શામને શ્રીરનામી. ૧
ભજની વહારે ગયા કૃષ્ણજી, પંચાળીની રાખી લાજ;
કહ્યા તેલ સુધનવા તર્યો, અ જ ઉડીયા કોને કાજ. ૨

ઢાળ—કહે કૃષ્ણ લક્ષમીજી આજનો વારો,
કો ધ્યાન ધરે ઓચ્છવમાં ભક્ત તમારો ૧
તેને ઘેર શ્રાદ્ધ પીતાનું છે નીરધાર;
તે રક્ષા ઓચ્છવમાં કરૂં હું તેની વાહાર. ૨
ઓધવ માધવ સરવે આવજો કૃષ્ણ રંકનુ રૂપ ધર્યું;
મેણુ ભાગવા મહેતાજીનુ આવી શામળે શ્રાદ્ધ કરશું. ૩

લાવણી—નરસૈયાનું રૂપ ધરીને, આવ્યા તાંબડી લેઇ હાથે,
આપી તાંબડી આમળા કરમાં દીનબંધું દીનાનાથે.
ગંગાબાઇ કહે સુણો મહેતાજી, અવર કામની દુર ધરો;
તેડી ગોરને વહેલા ચાલો, વળતી કંઠજી શ્રાદ્ધ કરો.

ઢાળ—એવું સુણી મેહેતાજી ગોરને તેડી લાવ્યા,
તમે વેહેલા ચાલો એમ કરતા મંદીર આવ્યા.

ત્યાં અમૃત દ્રષ્ટિએ અવિનાશીએ જોયુ;
મેહેતાના ઘરનું કોટી દુઃખ ત્યાં ખોયુ. ૨
કંચન બાજઠ આપ્યા ગોરને, ગંગા નીર પીવાને ભરયુ;
મેણુ ભાગવા મેહેતાજીનુ આવી શામળે શ્રાદ્ધ કરયુ ૩
લાવણી—મહેતાજી ત્યાં બોલ્યા સુખથી, સકળ લોકને પરવરો;
શાળા એક સુંદર દેખાડી, જાઓને ભાઇ ત્યાં રસોઇ કરો,
એમ કરતાં ઓધવજી આવ્યા વેશ સર્વે વણઝારાનો;
ખરૂ પુન્ય નરસૈયા તુંજને, શ્રાધ પીતા દીન મારાનો.
ઢાળ—ત્યાં નરસઇયો કહે, આ પુન્ય સરવે તારે.
હીજ શહેર નોતરયા, ને ઘેર અમારે, ૧
ત્યાં લોટ દાળને તાંદુલ ઘી ને ગાર,
સાકર શામળીએ આપી ત્યા નિરધાર.
નાગર લોક ત્યાં રસોય કરે છે મેહતે વસ્ત્ર લેઇ ધામ ધરયુ
મેણુ ભાગવા મેહેતાજીનું આવી શામળે શ્રાધ કર્યું.
લાવણી—પોતે નાહીને શ્રાધ કરે છે જરી પીતાંબર ત્યા પહેરી,
કનક ઉતારી આપી ગોરને, લાલ શાન શુદર ઘેરી;
નરહરી નાર લેઇને સુકે, અમારા પુરમાં મોક્ષ ધરે.
ઢાળ—ઘંકાતેર પહેડી પ્રીતમજી ઓધાર્યારે
ત્યાં આપો આપ અવિનાશી ચઢીયા વાહારેરે
ત્યાં કરી શ્રાધ કમળા વર ઉઠયા જયાંહી,
કંચન મોતી દોશાલા વેંચી ત્યાંહી ૨
કોટી મોહોર બ્રાહ્મણને આપી નરશઇયાનું કુળ તર્યું,
મેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું

લાવણી—શ્રાદ્ધ કરી શામળીઓ ઉઠ્યા, સર્વે જનને મન ભાવ્યા;
લેવા લાજ મહેતાની નાગર નરસઇયાના ઘેર આવ્યા.
નાગર કેટલા મન વિચારે પહેલા, મહેતાને ઘેર જઇશું,
લાજ લઇ ફાડી પતરાળાં, વણુસીધરને ઘેર જઇશું.
ઢાળ—એમ કહી નાગરી નાત મળી સૌ ટોળે,
ત્યાં ગર્વ ભરેલી વાંકા વેણુ સ્ત્રીઓ બોલે,
બલી આ ધુમાડો પેશ ઘરમાં જાએ;
કોઇ કહે વણીકનું ઘર ત્યાં શું થાએ.
કઠણુ વચન ત્યાં કહે કામની, મહેતે વસ્ત્ર લેઇ ધામ ભર્યું
મહેર ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું
લાવણી—મહેતાએ સઉને શાળા આપી, સર્વે નાત ત્યાં જઇ બેઠી;
ભોજન નીકળ્યા ભાત ભાતના, સઉને મન ચીંતા પેઠી.
કોઇ કહે એને કાનસ નહોતું કોઇ કહે દ્રવ્ય નગદી દાટ્યું.
કોઇ કહે ઢોંગથી ટોળે કીધું, કોઇ કહે શામળ શું વાચ્યું,
ઢાળ—બરફી પેંડા ઘેબરને દુધપાક,
મગદલ મેસુર શીરો પુરી શાક
દસ વીસ મહોરો મોતીમાળા માગીયાર,
ત્યાં આપે વહેંચીને જીવણુ જુગદાધાર.
એવું દેખીને મંગાબાઇ સુજને આપો હું અંગ ધરૂં.
મહેણું ભાગવા મહેતાજીનું શામળે શ્રાદ્ધ કર્યું.
લાવણી—મહેતે તો માયા પુર કીધું, કાંઇ નાથ સુજને દાને,
મહેતે દાબડા સરવ બતાવ્યા. સારો જોઇ માંહીથી લ્યોને.
મહેતી તે દાબડો સારો લઇને, આ ભુષણું સરવે અંગ ધરે
શામળીઓ શણુગાર ધરાવે કનક કેસરી આડ કરે,

ઢાળ—ત્યાં રૂપલઢગી તોલનારી નિહાળી,
. તે આખી નાતમા નગરી રહી સઉ ભાળી.
ત્યા ગર્વ તણી નાગર કે ધન્ય કરણી.
આઝ પરમ ભાગ્ય તું નરસઇ આને પરણી.
મહેતી કહે મારે વગર નોતરે કાલે વણુસીધરને ઘેર કર્યું
એણું ભાગવા મહેતાજીનું આતા શામળે શ્રાદ્ધ કર્યું.
લાવણી—નાત સર્વને આપી દક્ષણા પુરણ શ્રાદ્ધનો કર્યો વરો,
નાગર ભોજન કરીને ચાલ્યા ભોજન મહેતા તમે કરો.
મહેતો કહે હું ત્રપ્ત થયો પ્રભુ વિપ્ર સર્વ જમી ગયા.
કાઢી સર્વ પતરાળા પોતે, અંતરધ્યાન શ્રીકૃષ્ણ થયા.
ઢાળ—ત્યાં જઇ શામળે મહેતાને બુદ્ધિ દીધી
પેલી કાંશી નાંખીને તરણે તાપ લીધી.
મારે ઘેર શ્રાદ્ધ છે, ચીતામાં ચીતા વ્યાપી;
એવું જાણી વણીકે તાખડી ભરીને આપી
તે લઇ મહેતાજી આવ્યા વાટમા મળ્યા વિપ્રને મન કર્યું
મહેણું ભાગવા મહેતાજીનુ શામળે આવી શ્રાદ્ધ કર્યું
લાવણી—વદે વિપ્ર ત્યાં ધન્ય મહેતાજી ભલો તમે તો કર્યો વરો;
શાલ દોશાલા અમને આપી, વણુસીધરપર છેક કર્યો,
એમ લોક મહેતાજીને કહે છે મહેતે સાની ચેષ્ઠા જાણી
નીરમુખ પાછાં વળ્યારે બ્રાહ્મણ માટે વાંકી બોલે વાણી,
ઢાળ—એમ કરતાં આવ્યાં પોળની માંહે,
અતિ પતરાળાનો ઢગ પડયો છે ત્યાહે.
ત્યાં મહેતો આવી હરખ્યા પુરણ મન,

ધૃત શીંક લોબ્યા મહેતી કહે કરો ભોજન
અવઙ્ક ૧ મહેતાજી વાપ્યું જેથી કૂપમાં નીર ભર્યું
મહેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું;

લાવણી—મહેત જી ત્યા સત્ય બોલીવા કાજે પંત વાપર્યું
શ્રાન કળો હળયા આનૂ કાન કૃષ્ણનૃ નવ જાણ્યું
ત્યારે શ્રામનાગરે મન વરોયા જે કૃષ્ણને ઓળખ્યા મેરે નહીં
નાત જાતમા ૫૦, હરને ગયા અક્રહ્યું બાર મહી

ઢાળ—ધન ધન ગોપાલ્લાર નર્ણુ મારૂ ભાગ્યું;
હું જન્મ જનમનો અવિચળ પદવી માગું
મારી હુંડી હરે મોસાળુંરે હરીએ કીધું
આ શ્રાદ્ધ પીતાનું કરજ હતું તે કીધું.
એમ કહીજ આનંદ પામી ભકત જનુની જી ભરૂ.
મેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું

લાવણી—શ્રાદ્ધ આ સર્વે પુરણુ કીધુ, ભાવ ભક્તિથી જે ગાશે
મનની કામના પુરણ થાશે, પવિત્ર તે નરમોક્ષ જાશે
સરસ શહેર ખંભાતજ માંહિ, આદીચ ટોળકીયા કાવે,
અત્રી ગોત્ર કૃષ્ણાતી કુલમા ભકતરાજની ગુણ ગાવે.

ઢાળ—જે સદા શામળાઓ તે તો રહે છે
રેવાશંકર અહ્મા કરજોડી કહે છે,
જેને સદા સાંય શામળીઓ દીન દયાળ,
આવા ગમત ટાળે ગીરીવરધર ગોપાળ,
રંક રેવાશંકરની વીનતી સુણી શામળે દુઃખ હર્યું
મેણું ભાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું

લાવણિ—શ્રાદ્ધ સાંભળી દાનજ કરશે કષ્ણુ પીઆરાં કષ્ટ કાપે
. મન વાંછીત ફલ એ સઉં આપે, સિદ્ધિનો પૈસો આપે.
રેવાશંકર કે રાજી થઇ કવિ કોડમા દેશો ખોડ;
શ્રોતાજન સઉ શ્રાદ્ધ સાંભળી ખરા ભાવે બોલો રણછોડ



# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરના દોહરા અને તેમાં રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે વાંચવાથી સૃષ્ટી, ઇશ્વર લીલા, મૃત્યુ વિગેરે સબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફકત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો એમાં અદભુત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આકર્ષક છેકે તેનો વાંચવાથીજ સારો ખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ ભાxપાા ઈંચ લાંબું પહોળું કાગળ ગ્લેઝ ઉંચા પૃષ્ટ સંખ્યા ૪૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુંઠુ છતાં કિમત રૂ. ૩-૦-૦ પોસ્ટ માફ.

મળવાનું ઠેકાણું

## શા. ચીમનલાલ લલ્લુભાઈ.

ઠે માણેકચોક—અમદાવાદ.

જાહેર ખબર.

# મહાભારથની કથા.

## અઢાર પર્વ સાથે

### વ્યાસજી વલ્લભરામ સુરજરામની બનાવેલી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બત્રીસ પુતળી | ... | ... | ... | ... | ૨—૮—૦ |
| મોટી ભોજળ પદમાળા | | ... | ... | ... | ૧—૦—૦ |
| ભક્ત શીરોમણી | ... | ... | ... | ... | ૦—૪—૦ |
| ભારત અઢારે પર્વ સાથે | | ... | ... | ... | ૬—૦—૦ |
| મત્સ્યવેધની કથા | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| અભીમન્યુનો ચકાવો | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| સુધન્વા આખ્યાન | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| સ્વર્ગારોહણી | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| સુભદ્રા હરણ | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| કૃષ્ણચરિત્ર મોટું | ... | ... | ... | ... | ૧—૮—૦ |
| રામાયણ | ... | ... | ... | ... | ૦—૮—૦ |
| ગીરધરકૃત રામાયણ | ... | ... | ... | ... | ૩—૮—૦ |
| પાંડવા અશ્વમેધ | ... | ... | ... | ... | ૦-૧૨-૦ |
| પાન્ડવનું જુગટું | ... | ... | ... | ... | ૦—૮—૦ |

**હમારી દુકાને તમામ જાતનાં પુસ્તકો મળશે.**

**બુકસેલર ચીમનલાલ લલ્લુભાઇ.**

**ઠે. માણેકચોક—અમદાવાદ.**